# રાજા માટે એક ઉપહાર

પુનર્કથન અને ચિત્ર

ક્રિસ્ટોફર મેન્સન



# A Gift for the King

# રાજા માટે એક ઉપહાર

A Gift for the King

ફારસી વાર્તા

પુનર્કથન અને ચિત્ર: ક્રિસ્ટોફર મેન્સન



Once there was a king named Artaxerxes who ruled a great empire.

He was very rich. He had many servants and brave soldiers who obeyed his every order. He lived in a marvelous colored palace filled with beautiful things.

It was a law of the land that all who came to visit the king were required to bring him a gift. Over the years the king had received many wonderful presents. Every day people from all the different lands of the empire brought King Artaxerxes beautiful and costly things.

The king's treasury was full of gold and silver. The king's palace was full of objects made of ivory and precious stones, furniture made of cedar and ebony wood, gorgeous clothes, golden cups and alabaster bowls.

But the day came when the king took no pleasure in all this.



એક સમયે એક રાજા હતા જેનું નામ આર્ટાક્સર્ક્સિસ હતું. એ એક મોટા સામરાજ્ય પર શાસન કરતા હતા.

રાજા બહુ અમીર હતા. એની પાસે ઘણા નોકર અને બહાદુર સૈનિકો હતા જે એના દરેક આદેશ નું પાલન કરતા હતા. એ સુંદર વસ્તુઓ થી ભરેલા એક શાનદાર રંગીન મહેલમાં રહેતા હતા.

એ દેશનો એક નિયમ હતો કે જે કોઈ પણ રાજાને મળવા આવતો, એને રાજા માટે એક ઉપહાર લાવવો જરૂરી હતો. વર્ષોથી રાજાને પુષ્કળ શાનદાર ઉપહાર મળ્યા હતા. રોજ સામ્રાજ્યના અલગ-અલગ ભાગમાંથી લોકો આર્ટાક્સર્ક્સિસ માટે સુંદર અને મોંઘી વસ્તુઓ લાવતા હતા.

રાજાનો ખજાનો સોના અને ચાંદી થી ભરેલો હતો. રાજાનો મહેલ હાથીદાંત અને કિંમતી પથ્થરોથી બનેલી વસ્તુઓ, દેવદાર અને અબનૂસ ના લાકડાંમાં થી બનેલું રાચરચીલું, ભભકાદાર કપડાં, સોનેરી કપ અને અલાબાસ્ટર ના કટોરા થી ભરેલો હતો.

પણ એક દિવસ એવો આવ્યો જયારે રાજાને આ બધા ઉપહારોથી ખુશી મળવી બંધ થઈ ગઈ.

So King Artaxerxes jumped up and, without a word, went walking, not knowing where he was going.

He walked through his beautiful colored palace, through the carved and painted halls and shining courtyards, and out the door.

The king had never walked anywhere before. He was always carried by his servants or driven along in one of his gilded chariots. Everyone was astonished.

The king's attendants hurried after him, wondering where he was going.

રાજા આર્ટાક્સર્ક્સિસ એના સિંહાસન પરથી ઉઠયા અને કંઈ કહ્યા વગર, ચાલી પડયા. એને ખબર ન હતી કે એ ક્યાં જઈ રહ્યા છે.

એ એના સુંદર રંગીન મહેલમાંથી, નકશીદાર અને રંગીન હોલ અને ચમકતા આંગણામાં થઈને, મુખ્ય દરવાજા ની બહાર નીકળી ગયા.

રાજા આવી રીતે પગે ચાલીને ક્યારેય બહાર ગયા ન હતા. એના સેવક હંમેશા એને ઊંચકીને લઈ જતા હતા અથવા એને સોનાના રથમાં બેસાડીને લઈ જતા હતા. બધા રાજાને ચાલતા જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા હતા.

રાજાના સેવક એની પાછળ દોડયા. એ વિચારી શકતા ન હતા કે એના રાજા ક્યાં જશે.



Outside the palace King Artaxerxes met two merchants. They said, "O great king! May you live a hundred years! We have gifts for you—rare incense and sweet perfumes from all over the world!" And they showed the king what they had brought to him. Each jar contained a rich, rare and costly scent.

The king shrugged his shoulders and said to his attendants, "When we return, put the perfumes and incense with all the rest of my perfumes and incense."

Then he walked on.

મહેલની બહાર રાજા આર્ટાક્સર્ક્સિસને બે વેપારી મળ્યા. એમણે કહ્યું, "હે મહાન રાજા! તમે સો વર્ષ ના થાઓ! અમારી પાસે તમારા માટે ઉપહાર છે - દુર્લભ ધૂપ અને સુગંધિત અગરબત્તીઓ!" એમણે રાજાને દેખાડયું કે એ એને માટે શું લાવ્યા હતા. દરેક બરણીમાં કોઈ ખુશ્બુદાર, દુર્લભ અને મોંઘી સુગંધ હતી.

રાજાએ એના ખભા ઉલાળ્યા અને એના સેવકોને કહ્યું, "જયારે આપણે પાછા ફરીયે, ત્યારે મારા બીજા અત્તર અને ધૂપ સાથે આ અત્તર અને ધૂપને રાખી દેજો."

રાજા આગળ વધ્યા.



Beyond the palace gardens King Artaxerxes met a nobleman who ordered his servants to display beautiful robes as the king walked by.

"O great king!" said the nobleman. "May you live a thousand years! I have brought you robes of fine wool and silk woven through with gold and silver threads. Please accept this gift from your most loyal subject."

The king signaled his attendants to take up the present and said with a sigh, "When we return to the palace, put these robes with all my other robes."

Then he walked on.

મહેલના બગીચાની પેલી પાર, રાજા આર્ટાક્સર્ક્સિસ એક ઉમરાવને મળ્યા, જેણે એના સેવકોને આદેશ કર્યો કે જયારે રાજા ત્યાંથી પસાર થાય ત્યારે એ એને સુંદર, કિંમતી વસ્ત્રો દેખાડે.

"હે મહાન રાજા!" ઉમરાવે કહ્યું. "તમે હજાર વર્ષો સુધી જીવો! હું તમારે માટે ઉન અને રેશમના સોના અને ચાંદીના દોરા થી વણાટકામ કરેલા વસ્ત્રો લાવ્યો છું. કૃપા કરીને તમારા સૌથી વફાદાર સેવકના આ ઉપહાર સ્વીકાર કરો."

રાજાએ એના સેવકોને ઉપહાર લેવા માટે સંકેત કર્યો અને નિસાસો નાખતા બોલ્યા, "જયારે આપણે મહેલમાં પાછા ફરીયે, ત્યારે આ વસ્ત્રોને મારા અન્ય વસ્ત્રો સાથે રાખી દેજો."

પછી રાજા આગળ વધ્યા.



Coming down from the hills, King Artaxerxes met one of his generals marching along with an army of brave soldiers.

The general had his trumpeters sound a salute to the king. Then he said, "O great king! May you live ten thousand years! It is my great honor to present you with this golden bow, this golden quiver full of golden arrows and this great golden shield. May these presents serve you and protect you always!"

The king waved his staff and said to his attendants, "Bring these things along, and when we return to the palace, put them in the armory with all my other arms."

Then he walked on.

પહાડ પરથી નીચે ઉતરતા, રાજા આર્ટાક્સર્ક્સિસે એના એક સેનાપતિ સાથે મુલાકાત કરી, જે બહાદુર સૈનિકો ની એક સેનાનું નેતૃત્વ કરી રહ્યો હતો.

સેનાપતિએ એના રણશિંગુ ફૂંકવાવાળા પાસે રાજાને સલામી અપાવી. પછી એણે કહ્યું, "હે મહાન રાજા! તમે દસ હજાર વર્ષ જીવો! આ સોનેરી ધનુષ્ય, સોનેરી બાણથી ભરેલું આ સોનેરી ભાથું, અને આ શાનદાર સોનેરી ઢાલ તમને ભેટ કરવી મારે માટે બહુ સન્માનની વાત છે. આ અસ્ત્ર તમારી હંમેશા રક્ષા કરશે!"

રાજાએ એની છડી લહેરાવી અને એના સેવકોને કહ્યું, "આ વસ્તુઓ તમારી સાથે લઈ લો, અને જયારે આપણે મહેલમાં પાછા ફરીયે, તો મારા બીજા હથિયારો સાથે એને પણ શસ્ત્રાગારમાં રાખી દેજો."

પછી રાજા આગળ વધ્યા.





Out on the plains King Artaxerxes walked by the tower where the royal stargazers lived. They happened to look down, and when they saw the king, they ran out of their tower to meet him.

"O great king!" they said. "May you live a hundred thousand years! We have made a statue in your likeness that will show your strength and majesty for all time! We hope this present pleases you."

The king looked over the statue glittering with silver and colored stones and said to his attendants, "When we return to the palace, put the statue in the room with all my other statues."

Then he walked on.

મેદાનમાં રાજા આર્ટાક્સર્ક્સિસ એ મિનારા પાસેથી પસાર થયા જ્યાં શાહી ખગોળશાસ્ત્રી રહેતા હતા. એમણે નીચે જોયું, અને જયારે રાજાને જોયા, તો એ એને મળવા માટે એના મિનારા ની બહાર નીકળ્યા.

"હે મહાન રાજા!" એમણે કહ્યું. "તમે એક લાખ વર્ષ જીવો! અમે તમારી એક મૂર્તિ બનાવી છે જે હંમેશ માટે તમારી તાકાત અને મહિમા દર્શાવશે! અમને આશા છે કે તમને અમારો ઉપહાર પસંદ આવશે."

રાજાએ ચાંદી અને રંગીન પથ્થરોથી ચમકતી મૂર્તિને જોઈ અને એના સેવકોને કહ્યું, "જયારે આપણે મહેલમાં પાછા ફરીયે, ત્યારે આ મૂર્તિને મારી બીજી મૂર્તિઓ ના ખંડમાં મૂકી દેજો."

પછી રાજા આગળ વધ્યા.

In the desert King Artaxerxes met a caravan of traders from distant lands who threw themselves down before him and said, "O great king! May you live a million years! We have traveled for many weeks to bring you these strong camels loaded with rugs woven of the finest, softest wool to be found anywhere! We hope you will enjoy our gift."

The king said to his attendants, "When we return, put the camels in my stables with all my other camels and throw the rugs on the floor."

Then he walked on.

રણમાં રાજા આર્ટાક્સર્ક્સિસ દૂર-દૂર થી આવેલા વેપારીઓના એક કાફલાને મળ્યા. વેપારી રાજા સામે ઝૂક્યા અને કહ્યું, "હે મહાન રાજા! તમે લાખો વર્ષ જીવો! અમે તમારા માટે આ બળવાન ઊંટ લાવવા માટે ઘણા અઠવાડિયા સુધી યાત્રા કરી છે. આ ઊંટ સૌથી શ્રેષ્ઠ, દુર્લભ, સૌથી મૂલ્યવાન ઉન થી વણેલા જાજામથી લાદેલા છે! અમને આશા છે કે તમે અમારા ઉપહારોનો સ્વીકાર કરશો." રાજાએ એના સેવકોને કહ્યું, "જયારે આપણે પાછા ફરીયે, તો મારા અન્ય ઊંટો સાથે આ ઊંટોને પણ મારા તબેલામાં રાખી દેજો અને જાજમને જમીન ઉપર બિછાવી દેજો."

પછી રાજા આગળ વધ્યા.



Finally King Artaxerxes met ambassadors from a neighboring kingdom bringing many rich presents as tribute.

"O great king!" said one ambassador. "May you live *forever*! See what we have brought you: a chariot with swift little horses; three singing ladies who will sing songs about your greatness; bronze vessels full of gold and silver; golden bowls; vases and cups of alabaster; pearls and gems; and caskets of jewels, bracelets, earrings and necklaces! Our only hope is that you will find these things pleasing!"

The king looked wearily at all the gifts and told his attendants, "When we return, put all these gifts with all my other gifts in the palace."

Then the king sat down to rest.

અંતમાં રાજા આર્ટાક્સર્ક્સિસ પડોશી રાજ્ય થી આવેલા રાજદૂતોને મળ્યા, જે રાજાના સન્માન માટે ઘણા કિંમતી ઉપહાર લાવ્યા હતા. "હે મહાન રાજા!" એક રાજદૂતે કહ્યું. "તમે અમર રહો! જુઓ અમે તમારા માટે શું લઈને આવ્યા છીએ: તેજ નાના ઘોડાવાળો એક રથ; ત્રણ ગાયિકા જે તમારી મહાનતાના કાયમ ગીત ગાશે; સોના અને ચાંદીથી ભરેલા કાંસાના પાત્ર; સોનાના કટોરા; અલાબાસ્ટરના પ્યાલા અને ફૂલદાની; મોતી અને રત્ન; હીરા-ઝવેરાત; પેટી ભરીને બંગડી, કુંડળ અને હાર! અમારી એક જ આશા છે કે તમે આ ઉપહાર સ્વીકાર કરો!"

રાજાએ થાકેલા ભાવથી બધા ઉપહાર જોયા અને એના સેવકોને કહ્યું, "જયારે આપણે પાછા ફરીયે, તો આ બધા ઉપહારોને મારા બીજા બહુમૂલ્ય રત્નો સાથે મહેલમાં રાખી દેજો."

એ પછી રાજા થોડી વાર આરામ કરવા બેસી ગયા.





For some reason King Artaxerxes took no pleasure in all his presents.

His faithful attendant said, "O great king! You are surely the richest king who has ever lived. Your treasuries are heaped high with gold and silver; your palace is enriched with every precious gift to be found in the world. Just look at these jewels shining in the sun! What more could you want?"

"I have never walked so far before. My throat is dry as a desert stone!" The king thought for a moment and said, "I want a cool drink."

કોઈ કારણથી રાજા આર્ટાક્સર્ક્સિસને એના બધા ઉપહારોથી કોઈ ખુશી ન થઈ. રાજાના વફાદાર સેવકે કહ્યું, "હે મહાન રાજા! તમે ચોક્કસ અત્યાર સુધીના સૌથી અમીર રાજા છો. તમારા ખજાના સોના અને ચાંદીથી ભરેલા છે; તમારો મહેલ દુનિયામાં મળતા બધા કિંમતી ઉપહારો થી સમૃદ્ધ છે. આ રત્નોને જરા સૂર્યપ્રકાશમાં ચમકતા જુઓ! તમને એનાથી વધારે શું જોઈએ?"

"હું પહેલા આટલે દૂર ક્યારેય ચાલ્યો નથી. મારું ગળું રણના એક પથ્થરની જેમ સુકાઈ ગયું છે!"

રાજાએ એક પળ વિચાર્યું અને કહ્યું, "મને કંઈ ઠંડુ પીણું જોઈએ છે."

Of course, anything the king said had the force of law, and anything the king wanted, he must have.

So everyone looked through all the wonderful gifts to find something for the king to drink.

They searched the baskets and caskets, the bags and the bundles. They looked in the vases and vessels, the jugs and the jars. In desperation they even looked over the camels and the carpets and the coins and the coffers.

But there was nothing for the king to drink.

અલબત્ત, રાજા જે કંઈ પણ કહે, એ કાયદાનું બળ હતું, અને રાજા જે કંઈ પણ ચાહે, એ એને મળવું જ જોઈએ.

એટલે, બધા સેવકો અદ્ભૂત ઉપહારોમાં રાજાને પીવા માટે કંઈ હોય એ શોધવા લાગ્યા.

એમણે ટોકરી અને શૃંગાર-પેટી, બેગ અને કોથળામાં શોધ્યું. એમણે ફૂલદાની અને વાસણ, ચંબૂ અને બરણી માં ઝાંક્યુ. નિરાશામાં એમણે ઊંટો અને ગાલિચામાં અને સિક્કા અને તિજોરીઓમાં પણ ઝાંકીને જોયું.

પણ એને રાજાને પીવા માટે એમાં કંઈ ન મળ્યું.





"Where is my drink?" demanded the king.

His attendants threw themselves down in the dust before him.

"O great king!" they said. "There is nothing to drink! The bottles are filled with perfume, and the cups are filled with pearls."

"By the great shining sun!" cried the angry king. "I have never been so thirsty before!"

Just then a poor shepherd boy happened to come along, and he said, "O great king, I am only a poor shepherd. If we were back in the hills where I live, I would give you my fattest sheep and the sweetest milk of my flock. But here I have only this old water jar. I hope you are not displeased."

"મારું પીવાનું ક્યાં છે?" રાજાએ પૂછ્યું.

સેવકો રાજાની સામે ધૂળમાં પડી ગયા.

"હે મહાન રાજા!" એમણે કહ્યું. "અહીં પીવા માટે કંઈ પણ નથી! બાટલીઓ અત્તરથી ભરેલી છે, અને પ્યાલા મોતીઓ થી ભરેલા છે."

"મહાન ચમકતા સૂરજ ના સમ!" રાજાએ ગુસ્સામાં બૂમ પાડી, "મને પહેલા આટલી તરસ ક્યારેય લાગી ન હતી!"

ત્યાં એક ગરીબ ભરવાડનો છોકરો ત્યાંથી પસાર થયો, અને એણે કહ્યું, "હે મહાન રાજા, હું કેવળ એક ગરીબ ભરવાડ છું. જો આપણે ઊંચી ટેકરીઓ પર હોત જ્યાં હું રહું છું, તો હું તમને મારું સૌથી જાડું ઘેટું અને સૌથી મીઠું દૂધ ભેટમાં આપત. પણ અહીં મારી પાસે ફક્ત આ જૂનો પાણીનો ચંબૂ છે. મને આશા છે કે તમે નારાજ નહીં થાઓ."

King Artaxerxes lifted up the old jar, which was cool to the touch. The sound of water splashing inside was the sweetest music he had ever heard.

He poured some water into a bowl, where it glistened and glittered like a heap of diamonds.

He lifted the bowl of precious liquid to his lips and took a deep, deep drink.

The king had never tasted anything so good.

રાજાએ જૂનો પાણીનો ચંબૂ ઉપાડયો, જે અડવામાં ઠંડો હતો. જયારે એણે પાણીને પ્યાલામાં રેડયું, તો એ અવાજ સૌથી મધુર સંગીત નો અવાજ હતો જે રાજા એ પહેલા સાંભળ્યો હોય.

એણે એક કટોરામાં થોડું પાણી રેડયું. પાણીનું દરેક ટીપું હીરાની જેમ ચમકી રહ્યું હતું.

રાજાએ કિંમતી પ્રવાહી નો કટોરો એના હોઠે લગાવ્યો અને પાણીનો મોટો ઘૂંટડો ભર્યો.

રાજાએ આટલું સરસ પાણી પહેલા ક્યરેય પીધું ન હતું.



The jar of water pleased the king more than any gift he had been given all that day.

He was so pleased that he gave the horses, the chariot and the camels to the ambassador and told him to ride home with the singing ladies.

Then the king turned to the boy and said, "Because your gift has pleased me so much, I give you all these gifts in exchange."

And so it was done.

પાણીનો ચંબૂ, રાજાને એ દિવસે આપવામાં આવેલા કોઈ પણ ઉપહાર થી વધારે પસંદ આવ્યો.

રાજા એટલા પ્રસન્ન થયા કે એણે ઘોડા, રથ, અને ઊંટ રાજદૂતને આપી દીધા અને એને ગાવાવાળી મહિલાઓ સાથે ઘરે જવાનું કહ્યું.

પછી રાજાએ છોકરા તરફ ફરીને કહ્યું, "તારા ઉપહારે મને બહુ પ્રસન્ન કર્યો છે, એટલે હું તને આ બધા ઉપહાર પાણી ના ચંબૂ ને બદલે આપું છું."

અને એવું જ થયું.





Then great King Artaxerxes, ruler of a rich and powerful empire, walked happily home, carrying his favorite gift.

When the king arrived at his palace, he was so happy, no one knew what had happened. They all thought the old jar must be full of something unbelievably precious.

And, of course, they were right.

એક સમૃદ્ધ અને શક્તિશાળી સામ્રાજ્યના શાસક મહાન રાજા આર્ટાક્સર્ક્સિસ એનો મનપસંદ ઉપહાર લઈને ખુશ થતાં ઘરે પાછા ફર્યા.

જયારે રાજા એના મહેલમાં પહોંચ્યા, તો એ એટલા ખુશ હતા કે કોઈને સમજાયું નહીં કે એને શું થયું છે. બધા લોકોએ વિચાર્યું કે એ જૂનો ચંબૂ કોઈ અવિશ્વસનીય કિંમતી વસ્તુઓ થી ભરેલો હશે.

અને, અલબત્ત, એ સાચા હતા.



## A Note About the Book

This story is based on a tale from *The Palace of Pleasure*, a collection by William Painter published in 1566. Painter found the tale in the works of a third-century Roman writer named Aelian.

Artaxerxes was the king of Persia from 464 to 424 B.C.; he ruled an empire that stretched from Greece to India. Many countries paid tribute to the empire, and the Persians became known for their fabulous wealth and luxurious living. It is recorded that when Alexander the Great finally captured Persepolis, the chief city of Persia, in 330 B.C., it took three thousand camels and innumerable mules to carry away the treasure.

The kings of Persia were absolute monarchs. Everyone was required to obey their orders, and their word was law. They never walked outside their palaces, but were carried everywhere. They maintained lavish courts and entertained thousands of guests every day.

The Persians employed artists and craftsmen from many lands to build and decorate their exquisite palaces. The art of Babylonia, Assyria, Greece, and Egypt influenced the art of Persia.

The wealth and glory of the Persian kings are long gone, but the stately processions of guards and tribute bearers carved on their palace walls still march up flights of crumbling stairs to empty throne rooms. I have used these carvings, as well as historical reconstructions of costumes, furniture, and buildings, as sources for my pictures.

C.M.

## પુસ્તક વિષે એક નોંધ

આ વાર્તા 1566 માં પ્રકાશિત વિલિયમ પેન્ટર નો સંગ્રહ "ધ પેલેસ ઓફ પ્લેઝર" ની એક વાર્તા પર આધારિત છે. પેન્ટરને આ વાર્તા ત્રીજી સદીના રોમન લેખક એલિયન ની રચનાઓમાં મળી હતી.

આર્ટાક્સર્ક્સિસ 464 થી 424 ઈ. પૂર્વ સુધી પર્શિયા ના રાજા હતા; એમણે ગ્રીસ થી લઈને ભારત સુધી ફેલાયેલા એક સામ્રાજ્ય પર શાસન કર્યું. ઘણા દેશોએ સામ્રાજ્યને શ્રદ્ધાંજલિ આપી, અને ફારસીઓ એના ઐશ્વર્ય અને શાનદાર જીવન માટે જાણીતા હતા. એ નોંધાયેલું છે કે જયારે મહાન સિકંદરે આખરે 330 ઈ. પૂર્વે માં પર્શિયા ના મુખ્ય શહેર પર્સીપોલીસ પર કબ્જો કર્યો, તો એને ખજાનાને લઈ જવા માટે ત્રણ હજાર ઊંટ અને અસંખ્ય ખચ્ચર ની જરૂર પડી.

પર્શિયા ના રાજા નિરંકુશ સમ્રાટ હતા. દરેકને એના આદેશ નું પાલન કરવું આવશ્યક હતું, અને એનું વચન કાયદો હતું. એ ક્યારેય એના મહેલમાં થી બહાર નીકળતા ન હતા, પણ એને બધી જગ્યાએ લઈ જવામાં આવતા હતા.એ એના ભવ્ય દરબારમાં રોજ હજારો મહેમાનો નું મનોરંજન કરતા હતા.

ફારસી લોકોએ એના શાનદાર મહેલોને બનાવવા અને સજાવવા માટે ઘણા દેશોના કલાકારો અને શિલ્પકારોને બોલાવીને કામ પર રાખ્યા હતા. બેબીલોનીયા, અસિરિયા, ગ્રીસ, અને ઇજિપ્ત ની કલાએ પર્શિયાની કલાને પ્રભાવિત કરી.

ફારસી રાજાઓની દોલત અને વૈભવ બહુ પહેલા ખલાસ થઈ ગયા છે, પણ એના મહેલની દીવાલો પર નકશીકામ કરેલા રક્ષકો અને શ્રદ્ધાંજલિ આપવાવાળા ની ભવ્ય શોભાયાત્રા હજી પણ જર્જરિત પગથિયાં પર થઈને ખાલી સિંહાસન કક્ષો સુધી જાય છે. મેં આ નકશીકામ સાથે વેશ-ભૂષા, ફર્નિચર અને ઇમારતોના ઐતિહાસિક પુનર્નિર્માણ નો મારા ચિત્રોના સ્રોત તરીકે ઉપયોગ કર્યો છે.

